

Please

# Be Men.

# બસ ! માણસ બનો !

યાને

## ભાવિનો વિચાર કરો.

બસ માણસ બનો આ ચોપડી, અક્કલ તણો ભંડાર છે.
વાંચો અને વિચારજો, તોજ બેડો પાર છે;
મુરખ બને શાણા બને! શબ્દે શબ્દ દેશોદ્ધાર છે.
એક આના મહીં આજે ખરીદો, આ બુક તારણહાર છે.

લેખક
શામજી પરશોતમદાસ સોલંકી (બોટાદવાળા)
માંડવીની પોળ, લાલાભાઈની પોળ—અમદાવાદ.

પ્રકાશક.
સોલંકી અને ત્રીવેદી.
કીંમત દોઢ આનો.



# Please.
# BE MEN.

# બસ ! માણસ બનો !

યાને

## ભાવિનો વિચાર કરો.

આ ચોપડીના ગાયનો લેખકની પરવાનગી સીવાય છાપવા અગર છપાવવા નહી, છપાવશે તો યોગ્ય રીતસર પગલાં ભરવામાં આવશે.


લેખક

**શામજી પરશોતમદાસ સોલંકી (બોટાદ** ...,
જતી;
માંડવીની પોળ, લાલાભાઇની પોળ—અ (૨) ખરચાં



પ્રકાશક. નેહા તણા,

**સોલંકી અને ત્રીવેદી.**

કીંમત દોઢ આનો,

# બસ ! માણસ બનો !

---

( ગાયન ૧ લું )

( રાગ–મેરે મૌલા બોલાલે મદીને મુજે. )

ખરચાં ખુબ વધ્યાં હવે બંધ કરો,
ખીસાં ખાલી થયાં તેનો ખ્યાલ કરો.
રોટી વીના બંધુ કરોડો, આ દેશમાં આજે રહે.
વીના મોતે કંઇક મરતા, કહેતાં આંસુડાં વહે;
એવા દીન બંધુની જરા વહાર કરો (૨) ખરચાં.
કૉલર, નકટાઇ કોટ જાકીટ, પેન્ટ વીદેશી પહેરતાં,
વેશ ગમે નહીં દેશનો, વિદેશીમાં રાજી થતાં;
વેશ દેશનો ના તમે દુર કરો (૨) ખરચાં.
આંખો છતાં ચસ્મા ચડાવો, ખુટો જુવે વીલાયતી,
થયો તબેલો સાફ પણ, ફેશન હજુના કંઇ જતી;
ફેશન, ફેશનમાં શું ! ફુલ્યા કરો (૨) ખરચાં
ખરચાં વધ્યાં આજે ઘણા, અત્તર, અને તેલો તણા,
ભભકા મહી ભારે ખુવારી, થઇ દેશની રહીના મણા;
ભભકા ખોટા હવે ભાઇ દુર કરો (૨) ખરચાં.
ધર્મભ્રષ્ટ વીદેશી બીડીયે, લાખો કરોડો જાય છે,
અકકલ વીનાના આદમીથી, ના હજુ છોડાય છે;

હાલ બેહાલ થયા બંધુ ખ્યાલ કરો (૨) ખરચાં.
ફેશન તણા ફંદે ફસાઇ, શું ફાયદો કાઢયો કહો;
દેશનો પૈસો ખરે, પરદેશમાં ચાલ્યો ગયો,
હવે રહ્યા તેનો કંઇ બચાવ કરો (૨) ખરચાં.
મેટ્રીક થયા, બી, એ, થયા, એમ. એ. થયા શા કામના
ભટકી ભણેલા ભીખ માગે આ દેશમાં આજે ઘણા,
પુનઃ હુન્નર ઉદ્યોગને હાથ ધરો (૨) ખરચાં.
ભણ્યા ભણ્યા પણ ના ગણ્યા, અને જ્ઞાન ગોખણીયું રહ્યું
શુરવીરતા બેઠા ગુમાવી, હાડ હરામી થઇ ગયું;
આશા પરની સહાનો ત્યાગ કરો (૨) ખરચાં
શોખો વધ્યા હોટલ તણા, પૈસા ખરાબી થાય છે,
ચાયના પ્યાલા ચડાવી, શક્તિ શરીરની જાય છે;
એવા શોખ નમાલાનો નાશ કરો (૨) ખરચાં
નાટક સીનેમાના બહુ શોખો વધ્યા આજે ખરે,
તન, મન અને ધનની ખરાબી, આંખો ના ખુલે અરે
પૈસા બરબાદી થતાં હવે બંધ કરો (૨) ખરચાં
ઓઝલ તણી રહેનારીઓ, આજે અહી અથડાય છે,
નાટક સીનેમા ભરી બજારે બહુ ભટકવા જાય છે;
બહુ છુટાપણું દેવું બંધ કરો (૨) ખરચાં
ફેશન વધી છે નવ નવી, પોલકા અને ચોળી મહી,
ગુણીકા તણા વેશો ભજાવે, ચમ્પલ વીના ચાલે નહી;
નથી સાર ફેશનમાં વીચાર કરો, (૨) ખરચાં.

મન મોહયા મલમલ થકી, બારીકથી બ્હેનો તણા,
ફાયદો કાઢયો નહી પણ વ્યભીચાર વધ્યો રહીના ઘણા
એવા બારીક વસ્ત્રનો હવે ત્યાગ કરો (૨) ખરચાં
ચુડી ગઇ ચુલા મહિં, શોખો વધ્યા બંગડી તણા,
એ કાચના કટકા થકી, પૈસા થાય છે પાણી ઘણા;
જુના રીત રીવાજો ના દુર કરો (૨) ખરચાં
આવક ઘટી ખરચા વધ્યા. ઉંઘો છતાં શું ! આંધળા,
પસ્તાઇ મરશો આખરે, રોટી વીના સમજો ભલાં.
કહે શામજી કહેવું મારૂં કાન ધરો (૨) ખરચાં
(બોટાદવાલા)

---

## ( ગાયન ૨ જું )

# —કન્યા વિક્રય—

( વૈદરભી વનમાં વલવલે–રાગ )

સમજો હવે એ કસાઇયો, કન્યા વિક્રય કરનાર;
પસ્તાઈ મરશો આખરે, કીડાં પડશે અપાર. સમજો. ૧
ભુખ ભેગાં ભાઇ થઇ જશો, થાશે અન્ન દાંતને વેર;
નખોદ નક્કી નીકળી જશે, થાશે જીવતર ઝેર. સમજો ૨
રાંક બીચારી બાપડી, દોરો ત્યાં તેતો જાય,
છુરી ચલાવો ગર્દન ઉપરે, બોલશે નહી એ જરાય. સમજો ૩

બુઢ્ઢા સાથે બાળકી, રાખો પ્રભુનો કંઇ ડર;
બાળપણું રંડાપા દીયો, પૈસા લેવા ખાતર. સમજો ૪
રીબાવી શું મારતાં, પાલક થઇને માબાપ;
આપણું નહી મળે આખરે. પડશે પુત્રીના શ્રાપ. સમજો ૫
લીધા પૈસા ટકશે નહી, જાશે બમણા સાથ,
બાવા બનશો નક્કી કહું, રહેશો રાખોડી હાથ, સમજો ૬
આંખો છતાં શું અંધા બનો, દેખો કંઈક લગાર;
વેશ્યા સામો વધી પડયા, વીધવા વધી અપરંપાર. સમજો ૭
ફાયદો શું! કાઢયો કહો, કીધો, કુદરતે કેર;
કહે 'શામજી' હજુ ચેતશો, તો થાશે લીલાલ્હેર સમજો ૮

( બોટાદવાળા )

---

## ( ગાયન ૩ જું )

# ચેતતા નર સદાય સુખી.

---

( રાગ મરશીયા )

હાય હાય રે ગોટાળા જ્યાં ત્યાં જણાય છે;
છતાં હજુ ના આંખો ખોલાય છે રે હાય હાય રે ૧
વધ્યા વૅજીટેબલ ઘીવાળા, ચોખું કહીને ચલાવે ગોટાળા;
સ્વાર્થ માટે કર્મ કરે કાળારે, હાય હાય રે ૨
જે ઘીમાં બહુ ચરબી આવે, લુચ્ચા વહેપારીઓ બહુ લાવે,
જેનાં નાણાં ડબલ ઉપજાવે રે હાય હાય રે

તેલ તલનું ગયું છે સુકાઇ, આપે મગફળી વેપારી ભાઈ;
ચાલે ગોટાળા એવા બહુ આંહી રે હાય હાય રે ૪
મલાઇ કાઢી આપે સાંચાવાળા લાવી વેચે વેપારી દુધવાળા;
પાણી નાખી કરે છે ગોટાળા રે હાય હાય રે ૫
ગયા છાયલ તો જાડા છુપાઇ, મલમલમાં ગયા મન મોહી;
લાજ મરજાદ છેકજ ખોહી રે હાય હાય રે ૬
ચોલકાં પેઠાં ફેશનદાર ચોળી, દીધી આબરૂ બાપની બોળી;
એવી ફેશનમાં મુકજો હોળી રે હાય હાય રે ૭
પગમાં ચંપલ ને હાથમાં રૂમાલો, કાંડે શોભતાં જુઓ ઘડીયાળો
સુધારે વર્તાવ્યો કેર કાળો રે હાય હાય રે ૮
ભરી બજારે કંઇક ભટકાયે, લાજો કંઇકની આંહી લુંટાયે;
છતાં લાજ શરમ ના જરાયે રે હાય હાય રે ૯
બુટ સ્ટોકીંગ વિના નવ ચાલે, ચસ્મા ગોગલ્સ આંખપર ઘાલે;
કંઇક ફેશનમાં ઉંધુ વાળે રે હાય હાય રે ૧૦
ભણી ગણીને નોકરી કરતાં. ઠાઠ યુરોપ અંગપર ધરતાં;
બેટા બાદશાહના થઇ ફરતા રે હાય હાય રે ૧૧
ઘટી આવક અને ખરચા પુરા, છતાં ઉંઘે અક્કલના અધુરા,
હવે જાગો ઓ હિંદીઓ શુરા રે હાય હાય રે ૧૨
જુના રીવાજો લાગે નહીં સારા, નવા લાગે છે આજ બહુ પ્યારા
ઉંધુ વાળ્યું છે ઘાલી સુધારા રે, હાય હાય રે ૧૩
જુઓ હોટલમાં શોખીનો જાતાં, ધર્મ ભ્રષ્ટ છતી આંખે થાતાં
વર્ણ અઢારે સાથ બેસી ખાતાં રે હાય હાય રે ૧૪

પૈસા ખાતર કજોડા બહુ થાયે, વિધવા જુઓ આમ વધતી જાયે
કળીકાળમાં આ કેમ સેહેવાય રે હાય હાય રે ૧૫
પેઢી ખોલે મીલો મોટા પાયે, વ્યાજ લોભે ભોળા લોક જાયે
ઘર કરી સાજા દીવાળા ફુંકાયે રે હાય હાય રે ૧૬
ધર્મ નામે ધતીંગો ચલાવે, પૈસા આચાર્યો શોખે ઉડાવે;
માર્ગ સાચો એ કોણ બતલાવે રે હાય હાય રે ૧૭
અરે ! જાગો ! ઓ હિંદીઓ જાગો હવે સત્યના પથપર લાગો
કહે શામજી આળસને ત્યાગો રે હાય હાય રે ૧૮

( બોટાદવાળા )

---

( ગાયન ૪ થું )

# સુખી થવાનું સાધન
## યાને
# સાચી સલાહ.

---

( રાગ ગઝલ )

વિચારી ચાલજો વહાલા સમય બારીક બહુ આવ્યો.
ફેશનના છોડજો ચાળા સમય બારીક બહુ આવ્યો. ૧
દિવસ અને રાત બહુ વેઠી તમે પૈસા કમાવો છો,
બની બસ શોખમાં અંધા, ખરે તેમાં ઉડાવો છો. ૨

હજારો હીંદના લોકો, વીના રોજી રહે આજે,
વીના મોતે કંઇ મરતાં, નજીવા પેટને કાજે ૩
ભલભલા શેઠીયા ભાંગ્યા, નથી નાણું રહ્યાં કયાંયે,
વેપારોમાં દીસે મંદી, ખરે ! બુમ એક સંભળાયે. ૪
તપાસી જો નહીં ચાલો, તબેલો સાફ થાવાનો,
જુઓ નાટક સીનેમામા, પઇસો તમ ઉડી જાવાનો ૫
વધી બ્રાન્ડી અને બીડી, વધ્યા છે શોખ હોટેલના,
ઘટાડી જો નહીં નાખો, થશે પઇસો બધો ફના. ૬
હવે તો મોજ શોખીનો, થયા બેહાલ જરા દેખો,
છતાં ના શોખ તમ તુટે, ઉઘાડી આંખને પેખો. ૭
યુવાનીમાં કમાવાનું, યુવાનીમાં બચાવાનું,
પછી મુંઝાઇને મરશો, નકી એ હાલ થાવાનું. ૮
ભલે મેટ્રીક બનો બી એ, ભણી પઇસા કરો પાણી
છતાં ના નોકરી મળતી થયો આ દેશ ધુળધાણી. ૯
વધ્યા ખરચા ઘટાડી ધો, પસ્તાશો આખરે પુરા,
કહ્યું (જો) નહી માનશો મારૂ ઇજ્જત નકી થશે ચુરા. ૧૦
નથી કંઇ બઇરીની પરવા, ભલે બચ્ચાં ભુખે મરતાં,
છતાં ના આંખ તમ ખુલે, કમાઇ ફેશનમાં ભરતાં. ૧૧
ખરચમાં કાપકુપ કરજો, ગરીબના દુખડાં હરજો.
કરી બંધ શોખની ચીજો, હવે સાદાઇમાં ફરજો. ૧૨
અરે ! તમ બઇરોઓ દેખો ઉઘાડી રાખીને છાતી,
સોદા કંઇ ચીજના કરવા, બજારે એકલી જાતી. ૧૩

નમાલી નાયકા જેવી, શરમ કે લાજ નવ રાખી,
બજારે બઇરીઓ ભટકે, જરા જુવો હવે ઝાંખી. ૧૪
જુઓ અસલ તણી રીતિ, રીવાજો તો હતા સારા,
વીસારીને થયા દુઃખી, સમજશો શું નહી પ્યારા. ૧૫
કરો હુન્નર વધો આગળ, થશે તમ તેજ સીતારો,
કહે ! 'શામજી' હવે ભાઇ, રહ્યો ઉપાય આ સારો. ૧૬

(બોટાદવાળા)

---

ગાયન ૫ મું.

# કાળુપુરની કુટીલ કામીની
## યાને
# બાળલગ્નનો બળાપો

---

(રાગ હરીગીત)

કાળુપુરના પુલ નીચે થઇ, ફરવાને નીકળ્યો યારો;
નારી નવોઢા એક મેં નીરખી, સાર કહું તેનો સારો.
હશે ખરેખર સોળ વર્ષની, સૌંદર્યનો પારજ નહી;
લટક મટકતી ચાલે ચાલતી, સ્થંભી ગઇ તેતોજ અહી.
પોલમપોલ કંઇ હોવું જોઇયે, જાણી પાછળ ઉભો હું;

નજરે નજર મેં જોયું કેવું, તેની કથની તમને કહું.
ઇસારો કરી યાર બોલાવ્યો, ચીઠી કઇ તેને દીધી.
આવજો જરૂર સમ મારા છે, કહી વાત છાની કીધી;
ચીઠી વાંચી પુરેપુરી તે પુરૂષે ફેંકી દીધી.
હકીકત શું લખી હશે અંદર, જાણવા કાજે મેં લીધી;
આ પોલ જોવી પુરેપુરી, મનમાં મેં નકી કીધું.
આડા અવળા પ્રશ્નો પૂછી, એડ્રેસ મેં તો લઇ લીધું
વર્ણન કરતાં કલમ કંપે છે, છતાં બ્યાન કરૂં છું હું;
દ્રષ્ટાંત ટુંકુ છે છતાં પણ, સાર લેવા જેવો છે બહુ.
"ઉચ્ચ કુળમાં જન્મ ધરેલો, નાનેથી પરણાવેલી;
સમજ આવવા માંડી ત્યાંતો, પ્રાણ ગયો મુજને મેલી.
વર્ષ બારમું હતું અધુરૂં, દુઃખ સુખમાં સમજુ નહી;
સગાં વહાલાં સ્વાર્થીલા મારા, બોલાવે વીધવાજ કહી.
શુકન જુવે નહી કોઇયે મારા, અવતાર ઓશીઆળો મારો
ઉચ્ચજ્ઞાતિ કહેવાઇયે જેથી, પુનર્લગ્નનો છે નહી ધારો.
મારા જેવી વીધવા આજે, અનીતિ અધર્મો આચરતી:
ઉચ્ચ કુળ અને કીર્તિ કાજે, બાળહત્યાયો બહુ કરતી.
અહિંસા પરમો ધર્મ કહેનારા, દાદ નથી અમોને દેત
બાળ હત્યા અને સ્ત્રી હત્યાના, પાપો માથે વહોરી લેતાં
સ્ત્રી હોય છતાં છુટ તમારે, બીજી પત્નિ કરવાને,
ત્રીજી સ્ત્રી પણ કરી શકો છો, પુત્ર પરીવારને બ્હાને.

સંસાર સુખના સ્વપ્ને જોયું, બાળપણામાં રાંડેલી;
એવી વીધવા લાખો આજે, ફરે દુઃખમાં ડુબેલી,
લાખો વીધવામાંથી એક હું, અરજ કરૂં વીનવી તમને;
વાહલા પધારજો વ્હારે મારી, દુઃખમાંથી તારવા મુજને
પુરૂષ આજે તે જાવો જોઈયે, વાયદા પ્રમાણે મેં ધારી;
હું પણ શીરનામે જઈ ઉભો, જોવા ગમ્મત છે ભારી.
સોળ શણુગાર સજી સતિના, વીધવા બારીમાં બેઠી;
કમાડ ખખડાવ્યું કોઈયે જેથી, ઉઘાડયું આવી હેઠી.
પુરૂષ—શું કામ પડયું કહોને મારૂં, વીધવા છો તમે નારી;
સગુસબંધી જોઈ જશે તો, દુઃખ પડશે માથે ભારી.
મોજ શોખ છોડો આ સર્વે, વીધવાને આ છાજે નહી;
પ્રભુ ભજો જે પાર ઉતારે, વીષય વાસના છોડી દઈ.
પરપુરૂષ સાથે પ્રીતિ કરવાથી, બાળહત્યાયો થાયે છે;
તમ જેવી વીધવાઓ હાથે સાતકુળ નર્કમાં જાયે છે.
વીધવા—બળેલીને ના બાળો પ્યારા, સત્ય વચનો કહી આવા
બાળપણે મુજને પરણાવી, રાંડી ના લીધા લ્હાવા.
સાસરીયામાં સુખ નહીને, પીયર જઈયે તો પસ્તાઈયે;
ઉચ્ચ કુળની અમ વીધવાઓ, અહીંથી તહીં ટલ્લાંખાઈયે.

( આગળ વાંચો ભાગ બીજો. )

( લેખક બોટાદવાલા )

## ( ગાયન ૬ ઠું )

# શહેરમાં જતાં શીખામણ

---

( રાગ–ટોપીવાળાના ટોળા ઉતર્યા )

ગામડું છોડી જા નહી શહેરમાં,
જઈશ તો થઇશ પુરેપુરો હેરાનરે. લખમણીયા.

સ્ટેશનો જોઇ મોટા મોટા શહેરના,
પહેલાં ઉઠશે હૈયા મહી ગભરાટરે. લખમણીયા.

ચેતી ચેતીને તું પુરો ચાલજે,
વસતાં જ્યાં બહુ હરામી લોકરે. લખમણીયા.

ભોં ભોં કરતી એ ભુંકણુ ગાડીયું,
દેખી રહેજે બહુ તેનાથી દુરરે- લખમણીયા.

શહેરમાં હશે મોટા મોટા નાટકો,
સીનેમાની ફીલ્મો તણા નહી પારરે. લખમણીયા

એવા રસ્તે તું તો અથડાઇશ માં,
જોવા જાતો ના ઘાઘરીયોના નાચરે. લખમણીયા

હોટેલો દેખાશે નજરો નાંખતા,
દેખી થતો ના હડકાયો લગારરે. લખમણીયા.

કાચો મોટા મોટા ખુરશી ટેબલો,
ફોટા નવનવા ઠાઠ તણો ના પારરે. લખમણીયા.
અન્ન રાંધેલા ટેબલે આવતાં,
વર્ણ અઢારે સાથે બેસી ખાયરે. લખમણીયા.
મકાનો મોટા મોટી મોટી મેડીયું;
જોઈ, જોઇને ભૂલી જતોના ભાનરે. લખમણીયા.
તુજ કપડાં જાડા જોઇ ગભરાઈ જશે,
શહેરના લોકો પુરેપુરા શોખીનરે. લખમણીયા.
ફીકાં મોઢાં, પીળી પીળી ચામડી,
રતાશો નહી મુખોપર લગારરે. લખમણીયા.
જાજરૂ જાવું ઘરના આંગણે,
હવા ચોખીના દુર્ગંધીનો નહી પારરે. લખમણીયા
દાકતર સાહેબનો ફાટચો રાફડો,
દવા દીયે છે દારૂના કરી ભેળરે. લખમણીયા.
કજીયા, કુસંપ અનીતિ શહેરમાં,
જ્યાં નહી વકીલ બેરીસ્ટરોનો પારરે, લખમણીયા
કોલર,જાકીટ અને કોટ પાટલુન,
નેકટાઇ દેખી ના તું તો ગભરાઇશરે, લખમણીયા
દાબડા ચડાવે શોખીન શહેરીઓ,
છતી આંખે અંધા બન્યાના શોખરે લખમણીયા
સ્ત્રીયો જાણે યુરોપી લેડીયો,
ચાલે છે બહુ લટક મટકતી ચાલરે, લખમણીયા

કપડાં પહેરી ચાલે જાણે નાયકા.
શરમ કે નહી લાજ જેને જરાયરે. લખમણીયા.
આવક ઓછી અને ખોટા ડોળ છે;
કહે 'શામજી' શહેરમાં ચાલે પોલરે. લખમણીયા.

( બોટાદવાલા )

## ( ગાયન ૭ મું )

# સુધરેલાને શીખામણ

( રાગ ખુને જીગરકા પ્રીતિ )

બૈરાપર કાબુ રાખો, બંધુ કહું છું સાચી વાત.
બૈરાંને ફેશન રાખી, શું સ્વાદ લીયો છો ચાખી ?
જરા જુઓ હવે તો ઝાંખી, બધું કહું છું સાચી વાત બૈરાં
લટકા મટકા બહુ કરતી, બંગડી બજારે ફરતી;
પરપુરૂષનાં મન હરતી, બંધુ કહું છું સાચી વાત. બૈરાં
ફેશનમાં બહુ ફરનારી, કદી નહીં તમારી થાનારી;
અંતે વંઠી જાનારી, બંધુ કહું છું સાચી વાત, બૈરાં.
સાડી બારીક બહુ લાવી; રાજી થાઓ છો પહેરાવી.
દીયો અંગ તેના બતલાવી, બંધુ કહું છું સાચી વાત. બૈરાં
મલમલના ચણીયા લાવી, લાજ તમેજ તેની મુકાવી.
ત્યારેજ ગઇ તે ફાવી, બંધુ કહું છું સાચી વાત બૈરાં.

પૈસાના પાણી કરો છો, પોલકાંથી પેટી ભરો છો,
કારણ બૈરાંથી ડરો છો, બંધુ કહું છું સાચી વાત બૈરાં.
બૈરીને લાડ લડાવવા, જો ચાળે ચડશો આવા,
અંતેજ બનશો બાવા, બંધુ કહું છું સાચી વાત. બૈરાં૦
મનગમતી મોજો માલે, જે ઘરમાં બૈરીનું ચાલે,
થાવાનો તે બે હાલે; બંધુ કહું છું સાચી વાત બૈરાં૦
કહે 'શામજી' કર જોડી ફેશનને નાંખો ત્રોડી,
દીયો બાદીમા ચીતચોડી, બંધુ કહું છું સાચી વાત. બૈરાં૦

(બોટાદવાળા)

---

## —સુચના—

માધવજી ટોકરસી વોરા—ઠે—નવા દરવાજા—અમદાવાદ. તરફથી, પોલમપોલ, ખીસા ખાલી, ભરમ ભારી વીગેરે વીગેરે ચોપડીઓ બહાર પડે છે. જેની અંદર મારા તથા બીજાના ગાયનોનો સંગ્રહ કરેલો માલુમ પડે છે. ગાયનની છેલી કડીયે લેખકનું નામ, કાઢી નાખે છે. આવા બનાવટી ધોળી ટોપીવાળા દાંભીકોને મારી અરજ છે કે, તમારા પેટના ખાતર આવા ડોળ નહી કરતાં ગાયનના છેડે લેખકનું નામ કાયમ રહેવા દેતા હોતો કંઈ તમારી આબરૂમાં ખલેલ નહી પહોંચે.

સહી—ગી—સોલંકી

# ખુશ ખબર

બહાર પડશે     જુજ વખતમાં     બહાર પડશે

# સોલંકી કૃત કાવ્ય માળા.

---

ગુજરાત તેમજ **કાઠીયાવાડ**ના ગામડે ગામડે અને શહેરે શહેરની અંદર અતિ લોકપ્રિય થઈ પડેલ, લાંબા સમયથી **જુસ્સાદાર** તેમજ જ્ઞાન સાથે ગમ્મત આપનાર **દેશોદય**ના ભાષણોથી ચોપડીયો નામે, **"આંધી મુઠી લાખની "વખત વિચારો" "સુધરતો જતો જમાનો"** વિગેરે વિગેરેનો બહોળો ફેલાવો કરનાર ( **મી. સોલંકી બોટાદ-વાલા** )ના ગાયનોનો સંગ્રહ.

ઘણા ખરા સ્વદેશ પ્રેમી ઉત્સાહી સદ્ગૃહસ્થોના કહેવાથી આ ચોપડી બહાર પાડવા વીચાર છે. કી. ફક્ત ૧—૦—૦ એક રૂપૈયો રાખવામાં આવશે જેની અડધી કીંમત આગ-ળથી મોકલનારને ચોપડીના પુઠે નામ દાખલ કરી અમર કરવામાં આવશે તો આવો સ્વદેશ સેવાનો અમુલ્ય અવસર નહી ચુકતા, તુરતજ આઠ આનાની ટીકીટો બીડી અમર બનો, નામ, ઠામ, ઠેકાણું પુરેપુરૂં જણાવવા મે. કરશોજી.

**શામજી પરશોતમદાસ સોલંકી (બોટાદવાલા)**

માંડવીની પોળ, લાલાભાઈની પોળ,

અમદાવાદ.